# મહિલા જાગી - ૨

રમા દેસાઈ



પ્રૌઢ શિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્ર



નવશિક્ષિત પ્રૌઢ વાચન શ્રેણી પુસ્તક-૭૧

# મહિલા જાગી - ૨

રમા દેસાઈ





ગૂજરાત વિદ્યાપીઠ
પ્રૌઢ શિક્ષણ તાલીમ અને સંશોધનકેન્દ્ર
અમદાવાદ ૩૮૦ ૦૧૪

કિંમત ૩–૦૦



પ્રથમ આવૃત્તિ, ૫૦૦૦, ફેબ્રુ. ૧૯૮૮

પ્રકાશક
વિનોદ રેવાશંકર ત્રિપાઠી
મંત્રી, ગૂજરાત વિદ્યાપીઠ મંડળ,
અમદાવાદ–૩૮૦ ૦૧૪

મુદ્રક
જિતેન્દ્ર ઠાકોરભાઈ દેસાઈ
નવજીવન મુદ્રણાલય
અમદાવાદ–૩૮૦ ૦૧૪

## પ્રાસ્તાવિક

નવશિક્ષિત પ્રૌઢોને વાંચતાં લખતાં શીખવ્યા પછી સરળ વાચનસામગ્રી મળી રહે એ ખૂબ જ જરૂરી છે. તેમાં પણ વિશેષ કરીને નવશિક્ષિત મહિલાઓ જેમને ગૃહજીવનમાં વ્યસ્ત રહેવાનું હોવાથી ખૂબ જ ઓછો સમય ફાજલ પડે છે. તેમને માટે ઓછામાં ઓછા શબ્દોમાં અને ચિત્રોની મદદથી વાંચી શકાય એવી વાચન સામગ્રી પૂરી પાડવાનું ખૂબ જ જરૂરી છે.

લોકજીવન માસિકમાં દર મહિને આ દૃષ્ટિએ તૈયાર કરેલા પાઠો પ્રકાશિત કરવામાં આવ્યા છે. લોકજીવનના વાંચકો અને પ્રૌઢશિક્ષણ ક્ષેત્રના કાર્યકરોનાં જે સૂચનો મળ્યાં તેને ધ્યાનમાં રાખીને જરૂરી સુધારાવધારા સાથે આ પાઠોનું સંકલન પુસ્તિકા સ્વરૂપે કરવામાં આવ્યું છે.

પ્રૌઢશિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્રના નિયામક શ્રીમતી રમાબહેન દેસાઈએ આ પ્રકારની ચિત્ર અને શબ્દ મિશ્રિત પાઠોની એક નવી જ શૈલી વિકસાવી છે. દર મહિને તેમણે તૈયાર કરેલા પાઠોનું હવે આ પુસ્તિકારૂપે તેમણે સંપાદન કર્યું છે.

નવશિક્ષિત પ્રૌઢ બહેનોને તે ઉપયોગી વાચન પૂરું પાડશે એ નિઃશંક છે. પ્રૌઢ શિક્ષણ તાલીમ અને સંશોધન કેન્દ્રની નવશિક્ષિતો માટેની વાચનશ્રેણીની આ ૭૦મી પુસ્તિકા પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું. આશા છે કે ગુજરાતનું મહિલા જગત આ પ્રકાશનને આવકારશે.

–રામલાલ પરીખ
કુલનાયક, ગૂ. વિ.

## આભાર

સૌની હૃદયપૂર્વકની આભારી છું

— દરમહિને 'મહિલા પાઠ'ને લોકજીવનમાં પ્રકાશિત કરવા માટે લોકજીવનના તંત્રીમંડળનો આભાર.

— દરમહિને 'મહિલાપાઠ' વાંચનાર વાચકોનો આભાર.

— મહિલા પાઠનાં ચિત્રાંકન માટે ચિત્રકાર શ્રી. લાલુભાઈનો આભાર.

— પ્રસ્તાવના લખી આપી શુભેચ્છા પાઠવવા બદલ કુલનાયક મુ. શ્રી રામલાલભાઈનો આભાર.

— પુસ્તિકાનાં પાઠ જોઈ, મઠારી આપનાર મિત્રો તથા શુભેચ્છકોનો આભાર.

— નવજીવન પ્રકાશન મંદિરના વ્યવસ્થાપક ટ્રસ્ટી અને મિત્ર શ્રી. જિતેન્દ્રભાઈ દેસાઈનો આભાર.

એથીય વધુ કહું તો ગુજરાતની નવશિક્ષિત મહિલા વાચકોની વિશેષ ઋણી છું.

– રમા દેસાઈ

# ૧

# ધુતારો ભાગ્યો



## પરિવાર જાગ્યો, વહેમ ભાગ્યો.
## વહેમ ભાગ્યો, સમાજ જાગ્યો.

રેવાબાને ત્યાં રેવાશંકર પધાર્યા છે. રેવાશંકર આ વિસ્તારના જોશી મહારાજ ગણાય. લોકોનું ભવિષ્ય ભાખવાનો એમનો ધંધો. લોકોને એમના ભવિષ્યમાં ભારે અંધશ્રદ્ધા.

દીકરી રાધાના વિવાહ થતા નથી. આ સાલ તો લગન થવાં જ જોઈએ એટલે રેવાશંકરની પધરામણી આ ઘરમાં થઈ. રાધાના જોશ જોવા માટે રેવાબાએ એમને બોલાવ્યા.

રેવાશંકર હાથમાં માળા લઈ આસન પર બેઠા. બાજુમાં ટીપણું પડયું છે. ક્યારેક ટીપણું જુએ. તો ક્યારેક માળાનો મણકો ખસેડે. વળી ક્યારેક રાધાના હાથની રેખા જોઈને ગણગણે.

આમ જોશી મહારાજના મોં પર ક્યારેક આનંદ વરતાય તો ક્યારેક દુઃખ વરતાય. રેવાબાથી રહેવાયું નહીં. એ બોલ્યાં :

"જોશી મહારાજ! જે હોય તે કહી દો. કંઈ કરવા જેવું હોય તો સંકોચ ન રાખશો. જે ખરચ કરવું પડે તેમાં પાછું વાળીને ન જોશો. આ સાલ તો રાધાના હાથ પીળા થાય જ. એવું કંઈક કરો."

જોશી મહારાજને તો જોઈતું હતું ને વૈદે કહ્યું. એમણે જણાવ્યું કે પિતૃઓનું નડતર છે. એ દૂર કરવા માટે નવચંડી કરવી પડે. એ માટે પૂજાપાઠ, નૈવેદ્ય અને બ્રહ્મભોજન. બધું મળી કુલ ત્રણેક હજાર ખરચવા પડે. હજુ ગણતરી ચાલુ જ હતી.

રસોઈ કરતાં કરતાં. દેરાણી-જેઠાણી આ બધું સાંભળી રહ્યાં હતાં. આંકડો સાંભળી બહાર દોડી આવ્યાં. સોનાબહેનને સંદેશો મોકલ્યો હતો. તેય દોડતાં આવી પહોંચ્યાં.

સોનાબહેને રેવાબા તથા મહારાજને રામ રામ કર્યા, અને સીધું જ પૂછી નાખ્યું : "કાં, રેવાબા, રાધાનું ક્યાંક ગોઠવાઈ ગયું કે શું? ક્યારનાં લગન લીધાં છે?"

સોનાબહેન, એ જ ચાલે છે. કંઈક નડતર છે. એટલે ગોઠવાતું નથી.

"જોશ જોવડાવ્યાથી છોકરીના વિવાહ ન થાય. પિતરુઓ કાંઈ રસ્તામાં પડ્યા છે કે તમને નડે? દીકરીના વિવાહથી તો પિતરુઓ ખુશ થાય. આ તો બધા લૂંટવાના રસ્તા છે."

સોનાબહેનનો સપાટો સાંભળી મહારાજ ટીપણું લઈને ભાગ્યા. મહારાજ તો ભાગ્યા સાથે વહેમ પણ ભાગ્યો. ભરમ પણ ભાગ્યો.

સોનાબહેને કુંવારા છોકરાઓની માહિતીવાળી એક યાદી આપી. રેવાબાને સમજાવ્યું કે, આમાં બધી જ વિગત છે. છોકરો પસંદ કરો અને વાત નાખો. તો વિવાહ ઝટપટ થાય.

રેવાબાને સમજાયું. આખો જનમારો જોશ અને મંતરતંતરમાં પૂરો થયો. સારું થયું કે વહુઓ ભણી અને સમજી. સોનાબહેનની મદદ મળી. જેથી વહેમ તો ઘરમાંથી ભાગ્યો. ધુતારો ઘરમાંથી ભાગ્યો.

જોયું ને?

પરિવાર જાગ્યો, વહેમ ભાગ્યો.

પરિવાર જાગ્યો, ધુતારો ભાગ્યો.

## ૨

# દારૂ ભાગ્યો




મહિલા ભણી : દારૂડિયાને જગાડ્યો
મહિલા ભણી : દારૂ ભાગ્યો.

## મહિલા ભણી : દારૂડિયાને જગાડચો

## મહિલા ભણી : દારૂ ભાગ્યો

શાંતાનો વર શંકર. તેને કારખાનામાં કમરતોડ મજૂરી કરવાની. મહેનત કરીને કમાણી કરે. રોજ સાંજ પડચે મજૂરીના પૈસા લઈને ઘેર આવે.

ઘેર આવી, પૈસા શાંતાના હાથમાં મૂકે. શાંતા ઘર ચલાવે. બે બાળકો સાથે શાંતા સંસારનો આનંદ લૂંટે. પણ હવે એના સુખના દિવસો પૂરા થયા.

શંકર એક દિવસ લથડિયાં ખાતો ખાતો ઘરમાં પેઠો. તેણે દારૂ પીધો હતો. શાંતાને ખૂબ મારી. બાળકો ડરના માર્યાં ખૂણામાં લપાઈ ગયાં ! અને પછી તો, આ રોજની રામાયણ થઈ ગઈ.

શંકર દારૂડિયો બની જતાં, ઘરમાં આવતા પૈસા બંધ થયા. શાંતાના માથે દુ:ખના ડુંગર તૂટી પડચા ! ખાવાપીવાનાં સાંસા પડવા માંડચા. ઘર ચલાવવા બિચારી શાંતાએ કામ શોધ્યાં. સાત ઘરનાં કામ બાંધ્યાં. આખો દિવસ કપડાં, વાસણ, કચરા-પોતાં કરે. ત્યારે છોકરા માંડમાંડ ખાવા પામે.

ફળિયામાં પ્રૌઢો માટેનો વર્ગ શરૂ થયો. શાંતાએ જેમતેમ સમય કાઢીને ભણવા માંડયું. બહેનોને આ વર્ગમાં જાતજાતની સમજ મળવા લાગી. લખવા-વાંચવાનું પણ શીખવા મળ્યું. શાંતાને ભણવામાં ખૂબ મજા પડી.

શાંતાને થોડું થોડું સીવતાં આવડતું હતું. વર્ગમાંથી ભણ્યા પછી મશીન લેવા બેંકની લોન લીધી. સીવવાનું પણ શરૂ કર્યું. હવે પૈસા મળવા લાગ્યા. પરંતુ ધણીનો ત્રાસ જેમનો તેમ જ હતો. એ કેમ દૂર કરવો ?

શાંતાનો વર આમ તો સમજુ હતો. પોતાની વહુ સખત મહેનતમજૂરી કરે છે, એ બાબતની શંકરને જાણ હતી. બે દિવસથી તેને તાવ આવતો હતો. એટલે ઘરમાં જ હતો. તેણે પોતાનાં બાળકોને નાચતાંકૂદતાં જોયાં.

શાંતાની સાસુ પોતાના દીકરા શંકરને ગાળો ભાંડતી. પરંતુ શાંતા તો માંદા ધણીને માથે હાથ ફેરવતી. વહાલથી સમજાવતી. સીવતાં સીવતાં પ્રેમથી વાતો કરતી. બે દિવસની માંદગી દરમિયાન શાંતાએ તેને ઘણું સમજાવ્યું. આમ પત્નીના વ્યવહારે એનામાં પરિવર્તન આવ્યું.

સાંજ પડી. શંકરને ભૂલ સમજાઈ. શંકર ઓસીકામાં માથું રાખી રડતો હતો. શાંતાની નજર પડી. તે ધણીની પાસે બેઠી. સાડીના પાલવથી આંખો લૂછી. શંકર ધ્રૂસકે ધ્રૂસકે રડી પડ્યો. તેણે શાંતાની માફી માગી.

'આ માંદગીમાં તારી કમરતોડ મહેનતે મને જાગૃત કર્યો છે. મેં આપેલું દુઃખ ભૂલી મને માફ કરજે. હવે ભાઈબંધો છોડીશ. દારૂ પણ છોડીશ."

મા બેઠી બેઠી આ સાંભળતી હતી. એ બોલી: "રોયો, છે તો ભણેલો, પણ ગણેલો નહીં! દારૂની લતે ચડેલો. આજે વહુ ભણીગણી છે તો દીકરાને પણ સુધાર્યો."

વહુ ભણી તો, દારૂ ભાગ્યો.

## ૩

# માંદગી ભાગી



રંગપુર મહિલામંડળ
• ભીંતપત્ર •
જાહેરાત
રંગપુર મહિલા મંડળે
તા.૧૬-૫-'૮૬ ના રોજ
'માખી-મચ્છર ભગાડો'
હરીફાઈ ગોઠવી છે. સૌ
બહેનોને ભાગ લેવા વિનંતી.
અહીં વાસણ માંજવાં નહીં
લાલ

## મહિલા ભણી તો માખી ભાગી.
## મહિલા ભણી તો મચ્છર ભાગ્યાં
## માખી-મચ્છર ભાગ્યાં તો, માંદગી ભાગી.

રેવાબહેન કાલે નણંદના સાસરે ગયાં હતાં. નણંદનું સાસરું રંગપુર. રેવાબહેન ત્યાંથી ખૂબ ખુશ થઈને આવ્યાં. નણંદ-ભાણુજાં ખુશીમજામાં હતાં. રેવાબહેન પણ ખુશ થયાં, પણ વધારે ખુશી તો એમને રંગપુર ગામની સફાઈ જોઈને થઈ.

રેવાબહેન રંગપુર ગામમાં પેઠાં અને શું શું જોયું ખબર છે?

— ગામમાં સફાઈનું કામ ચાલતું હતું.
— નાનાંમોટાં સૌ આવડે એવું સફાઈકામ કરતા હતા.
— કોઈ ઝાડુ લઈને કચરો વાળે.
— કોઈ ઉકરડા ગામ ભણી આવી ગયા હતા એનો કચરો સરખો કરે.
— છોકરાં તો ટોપલા લઈને જ્યાંત્યાં પડેલાં ઈંટડાં, પથરા ભેગાં કરતાં હતાં.

ભેગાં કરેલાં ઈંટડાંથી કોઈ ખાડા પૂરતા હતા.
— પૂરેલા ખાડા ટીપણાથી ટીપતા હતા.
— કૂવાકાંઠે બહેનો ખાડા પૂરતી હતી.

ગામ ને શેરી ચોખ્ખાંચટ થઈ ગયાં હતાં.

સૌનાં આંગણાં ચોખ્ખાં થઈ ગયાં. કૂવાકાંઠો ચોખ્ખો થઈ ગયો.

સૌ સફાઈના આ કામમાં મશગૂલ હતાં. રેવાબહેને તો સફાઈ ફેરીમાં જોડાયેલી નણંદ સાથે ત્યાં જ વાત કરી લીધી. બસ પકડવી હતી, એટલે નણંદને ઘેર ગયાં.

નણંદનાં સાસુ સમજુબાને રેવાબહેને રામરામ કર્યા સમજુબાએ વેવાણને આવકાર આપ્યો. રેવાબહેનને તો રંગપુર ગામની સફાઈની પ્રવૃત્તિ ખૂબ ગમી હતી. એમણે તો આ ગામની બહેનોની સમજને બિરદાવી.

સમજુબા ખરેખર સમજુ હતાં. એમણે આ ગામમાં સાઠમી દિવાળી જોઈ હતી. બાપજન્મારામાં ગામમાં આવી સફાઈ થઈ ન હતી. એમણે તો આનંદને શબ્દોમાં વહેતો કર્યો:

"રેવાબહેન, આ તો મોટાંના વરગમાં અમારી વહુદીકરીઓ ભણી તેનો પરતાપ. આ ગામમાં ભણેલા ભાઈઓ તો વરસોથી છે. પણ મચ્છર-માખી ભગાડવાનું કામ એમણે નથી કર્યું. જે અમારી આ વહુદીકરીઓ થોડું ભણી અને સમજી. તેણે પલકવારમાં કરી બતાવ્યું. જોજો ને, હવે માખી-મચ્છર રહેવાનાં જ ક્યાં? પછી રોગચાળાની વાત જ ક્યાં? થોડું ભણેલી બહેનોએ તો રોગ પણ ભગાડયો."

સમજુબાના આનંદનો પાર ન હતો. રેવાબહેને પણ ઘેર આવી પતિ રામશંકરને જણાવ્યું. અમે પણ રંગપુર ગામની બહેનોની જેમ જ કરીશું.



# ૪

# ધુમાડો ભાગ્યો



# ધુમાડો ભાગ્યો
# મહિલા ભણી ને ધુમાડો ભાગ્યો
# ધુમાડો ભાગ્યો ને ખાંસી ભાગી.
# આંખોની બળતરા ભાગી.

મોટાંના વર્ગમાં રોજ નવું નવું જાણવા મળે. રોજ અવનવી વાતો સમજવા મળે. આવું જોવા-જાણવાનું કોને ન ગમે?

રેવાબહેનનો વર્ગ બહેનોથી ભરેલો રહે. આજે પણ રેવાબહેન બધાંને રામ રામ કહીને આવકારે છે.

શાંતાબહેન તો પાણી પીવા સીધાં રસોડે પહોંચ્યાં. એમણે તો કૌતુક જોયું. શાંતાબહેને ધની, રતન, મંગીને બૂમ પાડી. સૌએ કૌતુક જોયું.

એમણે જોયેલું કાતુક આપણે સૌ જાણીએ.

શાંતાબહેન – અલી જો, જો, આ તો કેવો ચૂલો?

ધની – હા, અલી છે તો ચૂલો. સળગે પણ છે. જો ને તપેલીમાં પાણી ઊકળે છે. પણ સળગતો કેમ દેખાતો નથી?

રતન – પણ તપેલીને અગ્નિની ઝાળ લાગે. તે કેમ દેખાતી નથી? વાંકા વળીને જોયું, તો લાકડાના બે જ નાના ટુકડા સળગી રહ્યા છે. પાણી ઊકળે છે. સૌ ભેગાં મળી વાતચીત કરવા મંડ્યાં. બધાંનું કુતૂહલ જોઈ રેવાબહેને સૌને વર્ગમાં બોલાવ્યાં અને સમજાવ્યું.

આ નવી જાતનો ચૂલો છે. તમારા ભાઈએ કાલે જ બનાવ્યો. એમાં બળતણ ઓછું જોઈએ. લાકડાં સળગે. જેટલો તાપ થાય તે બધો તપેલીના તળિયે જ રહે. તપેલી ઉપર ઝાળ જાય તો ગરમી નકામી જાય. તપેલી કાળી થાય તે વધારાની.

રતનને હજુ સમજાતું ન હતું કે આ લાંબી ભૂંગળી શેને માટે મૂકી છે?

આ તો ધુમાડો બહાર જવાનું ભૂગળું છે. જુઓને, દેખાય છે ઘરમાં ક્યાંય ધુમાડો!

શંકરભાઈ ઘરમાં આવ્યા. હાથમાં ચૂનાનો ડબ્બો અને કૂચડો છે. સૌએ શંકરભાઈને રામ રામ કર્યા.

રેશમા પણ 'ખુદાતાલા' કહીને શંકરભાઈ પાસે પહોંચી. એને જાણવું હતું કે આ નવો ચૂલો શું છે? અને આ કૂચડો શા માટે લીધો?

શંકરભાઈએ ચૂલાની વાત માંડી: બહેનો, તમે છાણાં-લાકડાં બાળો છો. એનો ધુમાડો થાય છે. તમારી આંખો બળે છે બળતણ વધારે જાય છે અને નકામું જાય છે. હવે લાકડાં મોંઘાં થયાં છે. ત્યારે નકામું બળતણ જાય એ કેમ ચાલે? છાણાં બાળીએ તો આપણું ખાતર બળી જાય. એટલે છાણાં તો બળાય જ નહીં.

આ ચૂલો તમને નવી જાતનો લાગે છે ને? એનું નામ છે નિર્ધૂમ ચૂલો. ધુમાડા વિનાનો ચૂલો. લાકડું બળે અને ધુમાડો ન થાય એ તો કેમ બને? જે ધુમાડો થાય તે આ ભૂંગળામાં ભેગો થાય અને છાપરા ઉપરથી બહાર જાય. ઘરમાં ધુમાડો ફેલાય જ નહીં.

હવે ધુમાડા વિનાનો ચૂલો થયો. પહેલાં ધુમાડાને કારણે ઘર કાળું થતું હતું. એને ચૂનાથી ધોળવા માટે આ કૂચડો લીધો છે. એક વખત ઘર ધોળી નાખીશ. પછી કાળું થવાનું નહીં. વળી આ ચૂલો ઓછા ખર્ચથી જાતે કરી શકીએ.

રતન, રેશમા, ધની, ઝમકુ, ફાતીમા, રૂખી બધાં જ ખુશ થઈ ગયાં. સૌને નિર્ધૂમ ચૂલાની વાત ગમી. તેમણે પૂછ્યું, પણ આ ચૂલો તમે ક્યાંથી શીખી લાવ્યા?

શંકરભાઈએ ગૌરવ સાથે જણાવ્યું કે હું નથી શીખી લાવ્યો. તમારાં બહેન (રેવાબહેન) ગૃહમાતાની તાલીમમાં રાંધેજા ગયેલાં. ત્યાંથી શીખી [illegible] તો બનાવવામાં મદદ કરી.

તરત જ શંકરભાઈનાં બા જમનાબા બોલી ઊઠયાં: છે ને જાદુ? વહુ ભણી તો ધુમાડો ભાગ્યો! આ દીકરો તો કેટલીય વાર તાલીમ લઈ આવેલો પણ ચૂલો ઘરમાં નહીં થયેલો. વહુ ભણી તો નિર્ધૂમ ચૂલો થયો.

# ૫

# ગોબરગેસ આવ્યો



કૃષિવિજ્ઞાન કેન્દ્ર, રાંધેજા
ગોબરગેસ
-કરકસરવાળું બળતણ
-ઉત્તમ ખાતર
-ચોખ્ખું રસોડું
-ચોખ્ખાં વાસણો
-ચોખ્ખું ઘર
લાલ

**મહિલા ભણી તો ગોબરગૅસ આવ્યો.**
**મહિલા ભણી તો ધુમાડો ભાગ્યો.**
**મહિલા ભણી તો રસોડું સુધર્યું.**

આજે વર્ગમાંથી બધાં બહેનો રાંધેજા જવાનાં છે. એટલે ખુશ છે. છનીબહેન નાનકી રેવાને કેડે લઈને આવ્યાં છે. ભલીબહેન એમના ભાણિયાને આંગળી પકડીને સાથે લાવ્યાં. પનીબહેન, રેવાબહેન, ફતિમાબહેન, રેશમા બધાં જ નવી વાત જાણવા માટે તૈયાર છે.

બીજે ગામ જવાની સૌને હોંશ છે. બરાબર બે વાગે બધાં રાંધેજા પહોંચી ગયાં. સૌનું ઉષ્માભર્યું સ્વાગત થયું. સૌ પાણી પીને ગોબરગૅસ પાસે ગયાં. બધાં જોવા લાગ્યાં. કોઈ વાંકા વળીને જુએ. કોઈ કેડે હાથ મૂકી લળીલળીને જુએ. એકબીજાને ખભે હાથ રાખીને કોઈ વાતો કરતાં કરતાં જુએ.

થોડી વાર બધાંએ ગોબરગૅસને જોયો. અંદર અંદર ગુસપુસ વાતો પણ કરી લીધી :

"હેં અલી, આ તો છાણનો રગડો."

"અરે, આ તો જો પની, અહીં તો મોટો કૂવો છે."

"પણ આ કૂવાની અંદર આટલી મોટી કોઠી જેવું શું હશે ?"

"અને હા, અહીંથી તો આ પાઇપ જોડેલી છે. જુઓને! આ પાઇપ તો છેક ઘરમાં પહોંચી."

મંગળભાઈ ઊભા ઊભા બહેનોની વાતો સાંભળતા હતા. મનમાં મરકમરક મલકાતા હતા. બધાંએ ગોબરગૅસ જોયો. વાતો કરીને પરવાર્યાં. એટલે મંગળભાઈએ વાતનો દોર હાથમાં લીધો.

બહેનો, આવો, આપણે સમજીએ. તમે જુઓ છો તે ગોબરગૅસ છે. ઢોરના છાણમાંથી સડીને ગૅસ બને છે.

આ કૂંડી છે તેમાં છાણુ નાખવામાં આવે. ઉપર પાણી રેડી લાકડીથી હલાવીએ એટલે રગડો થાય. એ રગડો આ કૂવામાં જાય. કૂવામાં આ ટાંકી છે. કૂવામાં છાણમાંથી સડીને ગૅસ બને. ગૅસ બને એટલે ટાંકીને ધક્કો વાગે અને ટાંકી ઉપર આવે. આ ગૅસ આ નળીમાં ગયો. અને નળી મારફતે રસોડામાં ગૅસ ગયો. ત્યાં ચૂલો સળગ્યો.

આવો, આ બાજુ ગૅસ પાઇપમાં ગયો. અને કચરો આ બાજુ બહાર નીકળ્યો. એ રબડી છે. તે ઉત્તમ પ્રકારનું ખાતર છે. કારણ કે અનાજના દાણા સડી જવાથી એ ખાતરમાં નીંદામણ રહેતું નથી.

બહેનો તો ખુશખુશ થઈ ગઈ. "વાહ! આપણે ખેતરમાં નીંદવું ન પડે. આવું ખાતર તો ઉત્તમ."

બધાં રસોડામાં પહોંચ્યાં. ગૅસનો ચૂલો જોઈને સૌ રાજીનાં રેડ થઈ ગયાં એમના આનંદનો પાર નથી!

"વાહ, ચૂલો તો ચોખ્ખો ચટ!

કોલસા, લાકડાંની જરૂર નહીં.

ગંદકીનું નામ નહીં.

ધુમાડાનું નામ નહીં.

આંખો બળવાની નહીં.

બળતણનો ખરચ નહીં.

રસોઈ ઝટપટ તૈયાર થાય."

જોયું, બે આંકડા ભણ્યાં તો આટલું જાણ્યું. ચાલો, આપણે પણ આવો ગૅસપ્લાન્ટ અપનાવીએ.



૬

## ઉજાશિયાં થયાં



## મહિલા ભણી તો ઉજાશિયાં થયાં:
## ઉજાશિયાં થયાં તો અંધારું ભાગ્યું.

આજે મહિલા પ્રૌઢશિક્ષણ વર્ગની જગા બદલાય છે. આજે બધાં સમજુબહેનના આંગણામાં ભેગાં થયાં. એમને રોજ નવું જાણવા મળે છે. તેનો આનંદ છે.

આજે બહેનો ઉજાશિયાંની વાત સમજવા માટે ભેગાં થયાં છે. બધાં ખુશ છે. સમજુબહેનના ઘેર આજે ઉજાશિયાં મુકાય છે.

ઉજાશિયાં મૂકવા માટે બધાંને મનથી તૈયાર કરવાં પડયાં. કોઈએ ઘરને ઉજાશિયાં મૂકયાં જ નથી. ઉજાશિયાં મૂકવાની વાત સૌને માટે નવી હતી. સૌ ડરતાં હતાં. કોઈનું મન માનતું જ ન હતું.

ડર એક જ વાતનો:

— ઉજાશિયાં મૂકીએ એટલે ઘરની ભીંતમાં ઉપરના ભાગમાં કાણું પડે.
— એ કાણામાં જાળી મૂકીએ એટલે બંધ થાય, પણ બાકોરું તો ખરું જ ને?
— એમાંથી ભૂત ડોકિયાં કરી જાય.
— એમાંથી ભૂત હાથ નાખે તો અમને તો વળગાડ જ વળગે ને!

નાથુભાઈ શિક્ષકે સૌને સમજાવ્યું કે, આ વાત ખોટી છે. મનની શંકા છે. ભૂત કે વળગાડ કશું જ નથી. ઉજાશિયાં મૂકવાથી ઘણા લાભ થાય છે - વગેરે કેટકેટલું સૌને સમજાવ્યું. પણ એમ સહેલું થોડું જ છે કે સૌ માની જાય? અને જો સમજાવવાની વાત પડતી મૂકે તો નાથુભાઈ નહીં! એમણે તો વારંવાર વાત સમજાવ્યા જ કરી.

લોકોને વિશ્વાસ બેસે એ માટે પોતાના ઘરમાં ઉજાશિયાં મૂકયાં. એમણે મહિલાઓના વર્ગમાં ઉજાશિયાંની વાતો શરૂ કરી. બારીબારણાંની વાતો શરૂ કરી. એના લાભો સમજાવ્યા.

જુઓ બહેનો, ઘરમાં બારીબારણાં હોય – ઉજાશિયાં હોય તો કેવું રૂડું !

સૂરજદાદા સવારસાંજ આપણા ઘરમાં પ્રકાશ આપે. ઉઠાડે. શિયાળે, ચોમાસે, ઉનાળે તડકો જીવજંતુને ભગાડે. ઘરનો ભેજ ઉડાડે.

ઘરમાં ચોખ્ખી હવા આવે. રાત્રે આપણે સૌ સૂઈ જઈએ ત્યારે શ્વાસોશ્વાસ લઈએ, પ્રાણવાયુ અંદર લઈએ. ઝેરી વાયુ બહાર કાઢીએ. એ ઝેરી હવા ઉજાશિયાં મારફત બહાર નીકળી જાય. ગંદકી કે ગંધનું નામ ન રહે.

ભાઈઓ કરતાં બહેનોને આ વાત વહેલી સમજાવા માંડી. સમજુબહેને એમનાં સાસુને વાત કરી. સાસુ બિચારાં ક્યાંથી માને ? ઘસીને ના પાડી દીધી. સમજુબહેને એના પતિ રામજીભાઈને વાત કરી.

પહેલાં તો રામજીભાઈ તાડૂક્યા : મોટાનાં વરગમાં આટલા માટે નથી મોકલતો. એ માસ્તરે તો અમને પણ કહ્યું હતું. હવે એણે આ બહેનોને હાથમાં લીધી !

પણ સમજુબહેન એમ હારે શેનાં ? એમણે તો બીજા દિવસે માંડીને વાત કરી. રામજીભાઈને ઉજાશિયાં અને બારીના લાભો સમજાવ્યા. ઘરમાં હાથ પકડીને ખૂણામાં ભેજવાળી દીવાલો અને ભોંયતળિયાના ભીના ભાગો બતાવ્યા.

રામજીભાઈ જેમ જેમ ઘરમાં ભેજ, જીવાત જોતા ગયા તેમ તેમ એમની આંખો ઊઘડતી ગઈ. છેવટે પત્નીનો હાથ પકડીને સંમતિ આપી દીધી. પ્રેમથી જણાવી દીધું :

“તારી વાત સાચી. હું હાર્યો અને તું જીતી.

આવતી કાલે જ નાથુભાઈને કહીને ઉજાશિયાં મુકાવી દૈ.”

આજે સમજુબહેનને ઘેર ઉજાશિયાં મુકાય છે. એટલે સૌ અહીં ભેગાં થયાં છે. નાથુભાઈ શિક્ષક સૌને આજ વાત સમજાવી રહ્યાં છે. સમજુબહેનનાં સાસુને પણ વાતમાં રસ પડયો. આંખે છાજલી કરીને જોઈ રહ્યા છે. ઘડીમાં ઉજાશિયાં તરફ જુએ, ઘડીમાં બહેનો તરફ જુએ અને ખુશ થયાં. છેવટે તો બોલ્યા વિના રહેવાયું જ નહીં. દીકરાને માએ કહ્યું :

દીકરા, તું તો ક્યારનો ભણેલો. પણ ઉજાશિયાં ન આવ્યાં.

પણ આ વહુ ભણી તો ઉજાશિયાં પણ આવ્યાં.

# ૭

## નાવણિયાં થયાં



# મહિલા ભણી તો નાવણિયાં થયાં.
# નાવણિયાં થયાં તો સગવડ વધી.

સમજુબહેને ઘરમાં ઉજાશિયાં મુકાવ્યાં. રેવા અને મીઠીએ પણ ઉજાશિયાં મુકાવ્યાં. હવે તો સમજુબહેન આગળ વધ્યાં. આજે એમના આંગણામાં નાવણિયું તૈયાર થાય છે. નાવણિયું કરવામાં થોડો ખરચ તો થશે, પણ સગવડ કેટલી બધી વધવાની!

નાહવા માટે ખુલ્લી ચોકડી છે. એ આજે બંધ થવાની. ખાટલો નાખી નાહવું પડતું. ખાટલાથી કેટલું ઢંકાય? પાણી રેડયું ન રેડયું કે નાહી લીધું! એવું નાહવામાં ભલેવાર પણ શો? શરીર ઘસીને સારી રીતે નાહવા જાય તો વાર લાગે. રખેને કોક આવી પહોંચે! એની સતત બીક રહે. એટલે ઉતાવળે બેચાર લોટા શરીર પર રેડયા કે નવાય ગયું!

સમજુબહેનના ઘરમાં પેઢીઓથી આમ જ નવાતું. બધાંને ત્યાં હજુ એમ જ નહાવું પડે છે. ભાઈઓને શો વાંધો? ભલેને કલાકો સુધી નહાયા કરે?

નાથુભાઈએ વર્ગમાં નાવણિયાંની વાત કરી. વાત તો સૌને સમજાઈ. પણ હિંમત કોની કે ઘેર જઈ નાવણિયાં કરવાની વાત સમજાવે? સમજુ-બહેને તો સાસુને વાત કરી. ગંગાબા તાડૂકી ઊઠયાં:

"લો, કરો વાત. અમારી તો પેઢીઓ ખાટલો નાખીને નાહી પરવારી. હવે આ વહુને નાવણિયું જોઈએ."

આટલું સાંભળીને બેસી રહે તો સમજુબહેન શેનાં? એમણે તો સાસુને સમજાવ્યાં:

"બા, જુઓને, કાલ લીલા મોટી થશે. રમણની વહુ આવશે. આંગણે મહેમાન તો ચોવીસ કલાક બેઠા હોય છે. તમારે ને મારે તો ઠીક; પણ લીલા અને એની ભાભીને તો નિરાંતે નાહવા મળશે. વળી આખો દિવસ પેશાબપાણી માટે ઓથું શોધવાનું તો ટળશે. તમે જ કહો, તમારે કેટલું વિચારવું પડે?"

ગંગાબાને આ વાત ગળે ઊતરી. કલાકો સુધી એમણે પેશાબપાણી માટે રાહ જોતાં બેઠાં રહેવું પડે. એ વાત એમને પહેલી વાર સમજાઈ. તરત જ એમણે ડોકું ધુણાવી હા પાડી.

બપોર થતાં નાવણિયાંનું કામ શરૂ થયું. સમજુબહેનના પતિ રામજીભાઈએ એક ઈંટની પડદીનું માટીગારાવાળું નાવણિયું ચણ્યું. તો રેવાબહેનના પતિ લવજીભાઈએ પાલાનું ઓથું કરીને નાવણિયું બનાવી દીધું.

આજે નાથુભાઈ બહેનોને લઈને આ નાવણિયાં જોવા આવ્યા. બહેનોએ બન્ને નાવણિયાં જોયાં. પાલાનું સસ્તું નાવણિયું હોય તોયે ભયોભયો. આ વાત સૌને સમજાઈ. નાથુભાઈ સમજુબહેનના સાસુ પાસે ઓટલી ઉપર બેઠા. ગંગાબા ખુશ થયાં અને બોલ્યાં:

"ભાઈ, ભલું થજો તમારું! ગામમાં તમે સૌને આટલું ભણાવ્યાં તો આવી સગવડ થઈ."

ગંગાબા તો દીકરાને પણ ભૂલ્યાં નહીં.

"અલ્યા, તું તો ક્યારનોય, કેટલુંય ભણ્યો પણ ઘરમાં આવું નાવણિયું નહીં લાવ્યો. આ વહુ થોડું ભણી ત્યાં નાવણિયું આવ્યું."

# ૮

# શાકભાજીનો બગીચો



## મહિલા ભણી તો આંગણે બગીચો થયો.

## બગીચો થયો અને શાકભાજી ઊતર્યાં.

## તાજાં શાકભાજી ખાવા મળ્યાં.

સમજુબહેનના આંગણામાં નાવણિયું થયું. સૌને નાહવા માટે નિરાંત મળી. પણ નાહવાધોવાનું પાણી શેરીમાં જાય. શેરી ગંદી થાય. એ કેમ ચાલે?

સમજુબહેને આંગણામાં શાકભાજીનો બગીચો બનાવવાની વાત મૂકી. પાણી બગીચામાં વળે. ગંદકી થાય નહીં અને શાકભાજી ખાવા મળે. એથી રૂડું બીજું શું? રામજીભાઈએ બગીચો બનાવ્યો. સમજુબહેન નવરાં પડે કે બગીચામાં કામ કરે. પતિપત્નીએ ભેગાં મળી શાકભાજી ઉગાડયાં.

— ભીંડા, રીંગણ, મરચી ઉછેર્યાં.

— વાડ બનાવી બગીચાનું જતન કર્યું.

— વાડ ઉપર વાલોળના વેલા ચડાવ્યા.

— લીંબુના બે છોડ પણ ઉછેર્યા.

રામજીભાઈ અને સમજુબહેન પેટનાં છોકરાંની જેમ બગીચાની સંભાળ રાખે. રામજીભાઈ છોડને ગોડ કરે છે. સમજુબહેન રીંગણ ઉતારે. નાનકી રેખા પણ વાલોળ ઉતારતી થઈ ગઈ છે. ગંગાબા ઓટલે બેઠાં રામનામ જપે. સાથે વાલોળ સમારે. વળી ખોયામાં સૂતેલા નાનકાને પણ સાચવે.

રતનમાશી આગણામાં દેખાયાં. સમજુવહુ હરખઘેલાં થઈ ગયાં: "આવો આવો માશીબા. બા, જુઓ તો આ માશીબા આવ્યાં." બહારગામથી ગગાબાની બહેન આવી. બન્ને બહેનો ખુશ થઈ ગઈ. વાતો કરતાં જાય, સાથે વાલોળ સમારતાં જાય. અલકમલકની વાતો કરે છે. આનંદનો પાર

નથી. નાની રેખા રીંગણની ટોપલી લાવી. ટોપલીમાં તાજાં રીંગણ જોઈને રતનમાશી રાજી રાજી થઈ ગયાં.

"બહેન, જો તો, કેવાં સરસ મજાનાં રીંગણ છે! ચળકાટ કેટલો બધો છે! જાણે કાચાં જ ખાઈ જવાનું મન થાય એવાં છે!"

ગંગાબા રતનમાશીને સમજાવવા લાગ્યાં: "બહેન, બજારમાંથી શાક લાવીએ. એ આગલા દિવસે ઉતારેલું હોય. વાસી લાગે. આ તો ઘરઆંગણાનું શાક. હાલ જ ઉતાર્યું. પછી તાજું જ હોય ને? ઘરનાં તાજાં અને બજારનાં વાસી શાકમાં ફેર તો પડે જ ને?"

રતનમાશીની નજર બગીચા તરફ ગઈ. માશીબાએ અચરજ અનુભવ્યું. આ બગીચો વળી ક્યારથી થયો? ગંગાબાએ સમજાવ્યું:

"મારી સમજુવહુની સમજનું આ પરિણામ છે. મોટાંના વરગમાં ભણીને જો ને, આ નાવણિયું પણ એણે જ રસ લઈને બનાવ્યું. એ બધું પાણી આગણું ગંદું ન કરે માટે આ બગીચોય એણે જ બનાવડાવ્યો."

રતનમાશીથી પણ બોલાઈ ગયું:

"આ તો વહુ ભણી એનો પરતાપ છે."



# નવશિક્ષિત પ્રૌઢો માટેની પુસ્તિકાઓ

| ક્રમ | પુસ્તિકાનું નામ | લેખક | કિંમત |
|---|---|---|---|
| (૧) | જાગ્યા ત્યાંથી સવાર | શ્રી રમાબહેન દેસાઈ | ૩.૦૦ |
| (૨) | જીવનની મહેંક | શ્રી રમાબહેન દેસાઈ | ૩.૦૦ |
| (૩) | ભીંતપત્રો ભાગ – ૧ | શ્રી પુરુષોત્તમભાઈ પટેલ | ૩.૦૦ |
| (૪) | સારી ટેવો પાડીએ. | શ્રી શશીકાંત ત્રિવેદી | ૩.૦૦ |
| (૫) | અમારાં મોટાંબહેન | શ્રી રમાબહેન દેસાઈ | ૧.૨૫ |
| (૬) | આપણું ભારત ભાગ – ૧ | શ્રી ચન્દ્રકાન્ત પટેલ | ૩.૫૦ |
| (૭) | ઉપર મુજબ ભાગ – ૨ | શ્રી ચન્દ્રકાન્ત પટેલ | ૩.૫૦ |
| (૮) | ઉપર મુજબ ભાગ –૩ | શ્રી ચન્દ્રકાન્ત પટેલ | ૩.૫૦ |
| (૯) | સદ્‌ગુણના સથવારે | શ્રી કનૈયાલાલ જોષી | ૨.૦૦ |
| (૧૦) | માતાની સંભાળ | શ્રી સુરક્ષા મહારાજા | ૨.૦૦ |
| (૧૧) | સોનાનો સૂરજ અને બીજાં નાટકો | શ્રી નટુભાઈ જોષી | ૫.૦૦ |
| (૧૨) | ચતુરંગ ભવાઈ | શ્રી નટુભાઈ જોષી | ૫.૦૦ |
| (૧૩) | જીવન માટે ખોરાક | શ્રી જગદીશ ત્રિવેદી | ૨.૨૫ |
| (૧૪) | દુઃખનું ઓસડ | શ્રી દિનેશ માંકડ | ૩.૦૦ |
| (૧૫) | આંખની માવજત | શ્રી રમાબહેન દેસાઈ | ૩.૦૦ |
| (૧૬) | ચેપી રોગ ધનૂર | ડૉ. હસમુખ મહેતા | ૨.૦૦ |
| (૧૭) | ભીંતપત્રો | શ્રી બબલભાઈ મહેતા | ૧.૦૦ |
| (૧૮) | જન્મ મરણની નોંધ | શ્રી લક્ષ્મણભાઈ અવૈયા | ૨.૦૦ |
| (૧૯) | નવશિક્ષિતો માટે પુસ્તક સૂચિ | શ્રી નવજીવન પ્રકાશન મંદિર | .૨.૦૦ |
| (૨૦) | ચિત્ર સંદેશ | શ્રી રમાબહેન દેસાઈ | ૧.૦૦ |
| (૨૧) | બાળ લકવો | ડૉ. હર્ષદભાઈ કામદાર | ૨.૦૦ |
| (૨૨) | લોહીની ફિકાશ | શ્રી રમાબહેન દેસાઈ | ૧.૫૦ |
| (૨૩) | સગર્ભા માતા | શ્રી રમાબહેન દેસાઈ | ૧.૫૦ |
| (૨૪) | ઉંટાટિયું | ડૉ. હર્ષદભાઈ કામદાર | ૩.૦૦ |
| (૨૫) | ઓરી | ડૉ. હર્ષદભાઈ કામદાર | ૩.૦૦ |